વિસનગરા નાગર સ્ત્રી સમાજ.

# શરદ ઉત્સવ.

પ્રસંગે

( ગવાએલા ગરબા )

સંગ્રહી પ્રસીદ્ધ કરનાર


સૌ. ચંદ્રીકા ચુનીલાલ ભટ્ટ

સૌ. સંજીલક્ષ્મી શંકરલાલ વ્યાસ

ગં. સ્વ. મણીબ્હેન

મંત્રીઓ.



પ્રજાબંધુ પ્રિન્ટીંગ પ્રેસમાં શી. એમ. મોદીએ છાપ્યું.
ઠે. જેઠાભાઇની પોળ ખાડીયા-અમદાવાદ.

સંવત ૧૯૮૧ આવૃત્તી ૧ લી. પ્રત ૩૦૦

મુલ્ય એક આનો.

# શરદ ઉત્સવ.

## સ્વાગત.

આંગણે અતિથિ આજ ઉતર્યા રે લોલ,
મ્હોંઘા મૂલા છે મ્હેમાન જો;
આંગણે અતિથિ આજ ઉતર્યા રે લોલ,
માત ને પિતા છે દેવ આપણા રે લોલ;
દેવ તો બીજા છે મ્હેમાન જો. આંગણે૦

આંગણું અતિથિ આવ્યે ઓપતાં રે લોલ,
ઉગ્યો શું ઉર આજ ભાણુ જો. આંગણે૦

આવો પધારો મ્હારે આંગણે રે લોલ,
આસન મન મંદિરે તૈયાર જો. આંગણે૦

ન્હાવાને સારૂ અશ્રુબિન્દુઓ રે લોલ,
પીરસું પકવાન પ્રીતે પ્રેમ જો. આંગણે૦

ઉછળે હૈયામાં પૂર હેતનું રે લોલ,
વ્હેતી ત્યાં આજ રસ રેલ જો. આંગણે૦

હૈયાના તાર આજ હીંચતા રે લોલ,
નૃત્ય કરે ત્યાં મન મોર જો. આંગણે૦

શ્રીયુત ' પ્રવાસી '

# ૪

## શ્રી સરસ્વતી સ્તવન.

બ્રહ્માંડ કેરા સુક્ષ્મ તારોમાંહિ ઝણુઝણતી,
આ વિશ્વ-વાતાવરણમાંહિ અનુરણન કરતી;
ચૈતન્ય શક્તિ પ્રેરી અદ્ભુત જીવનબલ ભરતી,
જય જયતુ કંઠ-વિલાસિનિ! અક્ષરજલે તરતી.
સ્વીકારજે આજે આ પ્રેમભરી પ્રાર્થના,
ભક્તિપૂર્ણ અંતરથી કરીએ આરાધના; સ્વીકારજે૦

જ્ઞાનવાણી વીણાને આજ તું વગાડજે,
ઝટ, સુષુપ્તિમાંથી સહુને જગાડજે,
વિદ્યામાં ચિત્ત આ સમસ્ત તું લગાડજે,
શ્રમો કરાવજે પરાર્થના; સ્વીકારજે૦

તારી શુદ્ધ સાચી ઉપાસના કરાવજે,
વાણીમાં સદંશને ચિદંશ તું ભરાવજે,
અલ્પ આ સ્તુતિથી પરિપૂર્ણતા અપાવજે,
તારી બાલાની એ અભ્યર્થના; સ્વીકારજે૦

શ્રી. જયન્તિ દેવી.



# શરદનાં અજવાળિયાં.

સખિ ! જોને શરદના આભમાં રે;
ઉગે કુમુદની કળીએ ચન્દ્રમા રે;
જાણે ઉછળે અવનીનો આનન્દ રે,
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.
માનું ઉઘડી રજનીની આંખડી રે;
ખીલી પ્રેમના પુષ્પની પાંખડી રે;
એવો–એવો ઉગે પેલો ચન્દ રે;
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.
ઘૂમે પૂર પૃથ્વીનાં પુણ્યનાં રે;
કે શું દૂધ છલકાયાં દેવનાં રે ?
એવાં ઉજળાં ઉડે છે અનન્ત રે,
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે,
સખિ ! જોને ગગનના ગોખમાં રે;
જોને–જોને જગતના ચોકમાં રે;
ઝીલે સંસારિયાં ને સન્તરે;
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.
જાણે અમૃત ઝરતાં અમરનાં રે;
જાણે હાસ્ય ઢળ્યાં પરિબ્રહ્મનાં રે;
રમે દિલદિલમાં, ‌ત્‍હોયે દૂર રે,
શરદનાં

આ—આવ્યાં અજવાળિયાં રે.
સખિ ! શરદની રાત સોહામણી રે;
મ્હારા હૈયાની વેલી લજામણી રે;
એને અડશો મા, ભીડશો ઉરરે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

## ઢોળશો મા !

ઢોળશો માં ! કોઇ ઢોળશો મા !
વ્હાલાં ! સ્નેહનાં સલિલ ખાલી ઢોળશો મા !
પાત્રને પિછાણી પછી અંતર સૌ આપજો :
જાણ્યા પિછાણ્યા વિના ખોલશો મા !
વ્હાલાં ! સ્નેહનાં સલિલ ખાલી ઢોળશો મા !
સજ્જનની સોબત સંસારને સુહાવે :
દુર્જનના સંગે નામ બોળશો મા !
વ્હાલાં ! સ્નેહનાં સલિલ ખાલી ઢોળશો મા !
મૂખમાં મીઠાશ ને હૃદયે હલાહલ :
સોમલ સુવર્ણું ગણી તોળશો મા !
વ્હાલાં ! સ્નેહનાં સલિલ ખાલી ઢોળશો મા !

ચન્દુલાલ પુરૂષોત્તમ મહેતા.

---

# અમુલ્ય મંત્ર.

વાત જરી લાવો વિચાર કરી ધ્યાનમાં,
'બનો સહનશીલ' માન અપમાનમાં; વાત૦

આચરી આ સુત્ર વ્યવહાર જે સધાશે,
જીવન શાન્તિરૂપ ને આનન્દભર્યું થાશે,
આ દિવ્ય વશીકરણે, આકર્ષ્યા સર્વજનને,
મહામૂલ્ય મંત્ર સંભળાવું કાનમાં; વાત૦

જે જે કંઈ પ્રતિકૂલ બને, હસ્તાં હૃદયે તેહ,
સ્વીકારી લે શુભ ભાવથી, સહનશીલ છે જેહ,
લેશ ન કંટાળી, પ્રસન્નતાવાળી, વૃત્તિને સંભાળી,
સદા મસ્ત વે'શે જગના મેદાનમાં,
હાંરે એ સચ્ચિન્તનના તાનમાં ને તાનમાં; વાત૦

કરવું સહન પડે કંઈ માણો મનથી મોજ,
અવિકલતાથી સહન કર્યે, વધે હૃદયબલ રોજ,
ધન્ય તે સંસારી, તો હૃદયબલ વધારી, ઓ નાગર નરનારી!
સુખે સહેતાં સઉ, વિલસી રહો જ્ઞાનમાં,
હાંરે તમ સરખાંને સમજાવું સાનમાં; વાત૦

પ્રમીલાબ્હેન.



# સંદેશ.

હૈયાના હોજ આ હેલે ચઢ્યા હો !
રેલે બ્રહ્માંડ રસધારા રે લોલ;
ઝીલો ઝીલાવો મન મ્હેલે, રસિકડાં !
નીતરે સંદેશ કંઈ ન્યારા રે લોલ. ૧.

ઊંડા આકાશની ખાણો ખોદીને,
કાઢ્યા છે રત્ન રૂપ તારા રે લોલ;
એરે તે આંગણે આવો, રસિકડાં !
પ્રાણે સમાવો ચમકારા રે લોલ. ૨.

પૂર્વે સૂર્યોદયનાં પીછાં પોપટિયાં
રંગે છે દેવના ઉતારા રે લોલ;
પશ્ચિમ પતંગિયાની પાંખો, રસિકડાં !
વીંઝે અહિં સ્વર્ગ પલકારા રે લોલ. ૩.

ચંદ્રની દૂર દૂર ચમકે કીકી ત્યાં
ઉછળે મ્હેરામણ ખારા રે લોલ;
એવા સંકેત ઉર ધારો રસિકડાં !
ઊંડા છે આત્મના ઉધારા રે લોલ. ૪.

પલક પલક પ્રાણ કુંદન કસીને
ઝરતું આકાશ અંગારા રે લોલ;
જીવનના જોગ કંઈ એવા, રસિકડાં !
એવા છે પ્રાણના પુકારા રે લોલ. ૫.

જીવન રૂદનના તારે ઝુલાઇ
પૂરે છે સ્વર્ગ લલકારા રે લોલ;
અશ્રુ મીઠાં તે એનાં ગીતો, રસિકડાં !
કરશે કંઇ દિવ્ય અણસારા રે લોલ. ૬.

મીઠા હતા ને આજે ઘેરા દીસે તે
કાલે કલ્યાણુ કરનારા રે લોલ;
એરે સંસારના સૂરથી, રસિકડાં !
ફૂળજો આ દેહના ઈજારા રે લોલ. ૭.

હૈયાના હોજ આ હેલે ચઢ્યા હો !
રેલે છે આત્મના ઓવારા રે લોલ;
આવો, આવો, રસ આંગણુ, રસિકડાં !
ઝીલજો સંદેશ અહિં ન્યારા રે લોલ. ૮

અ. ફ઼. ખબરદાર.

---

## ગરબો ગાતાં.

અલિ ! ગરબો ઝીલતાં, કંકણુ ખખડે ખણુણુણુ,
અલિ ! પગ ઠેકવતાં, ઝાંઝર ઝમકે ઝણુણુણુ,:—
તાળી પરસ્પર દેતાં–લેતાં,
મુખ પર મધુરાં સ્મિત કરી રહેતાં;
ઉર રસ એક બીજામાં વહેતા,
સુસ્વર ગગનને ભેદી દેતાં;
કણ્ઠથી રણુકે રણુણુણુ; અલિ ! ૦

હૃદયસ્પર્શી જે હોય વચનીયાં,
અંતરનાં એ થઈ અંજનિયાં;
ઠારી સખિ ! સહુનાં તનમનિયાં;
કરવા રસમય દિવ્ય જીવનીયાં,
ગુંજે હૃદયે ગણુણુણુ; અલિ ! ૦

---

## ૧૦

# ફુલ બાળા.

હાંરે, ઘેલી ઘેલી, અકેલી ફુલ બાળા,
હો, રાસ રઢિયાળા, મુકી જશો ના લોલ;
હાંરે, પેલી પેલી, અધૂરી ફુલ માળા,
હો, રંગ એ રૂપાળા, ભુલી જશો ના લોલ.
(સાખી) લોચન કરશે મેહુલો, ચાતક કરશે સાદ,
પલ પલ હેતનું ઉજાસમાં, ખીલે બકુલ ગુલાબ.
હાંરે, જેવી જેવી, અધુરી બીજ જ્વાળા,
હો, પંથ એ નિરાળા, મુકી જશો ના લોલ;
હાંરે, એવી એવી, હઠિલી ફુલ બાળા,
હો, રાસ રઢિયાળા, મુકી જશો ના લોલ.
(સાખી) મસ્તક ધરશું મોગરો, ચરણે ડોળ રંગુંજ;
પધાર પ્રભુની લાડિલી, કરીએ ઘડીની ગુંજ.
હાંરે, પ્રાણ પ્યારા, હસે છે રઢિયાળા,
હો, સાથ, એ રસાળા, મુકી જશો ના લોલ;
હાંરે, વ્હેલી વ્હેલી, રસેલ ફુલ બાળા,
હો રાસ રઢિયાળા, મુકી જશો ના લોલ.
(સાખી) ફુલ ફુલ વાસ પરાગમાં, ભરી નીરંતર ભાવ;
આપ જગતની આંખમાં, ફુલ જીવનના લાભ.
હાંરે, ગુથો ગુથો, અમર વરમાળા,
હો આત્મ ઉજવાળા, મુકી જશો ના લોલ;

---

## ગોપ-રાસ.

આવો આવો ઉલ્લાસે, આ રાસે, કંઇ મિઠાં હાસે, ખેલીએ.
સઉ ખેલીએ, રસ રેલીએ; આવો૦
રસિક સખિઓ થઇને વર્તુલ,
ગીત ગાઇએ મૃદુલ, પાડીને તાળી હથેળીએ: આવો૦
ચમક ચમક થાય આકાશે ચંદ,
તેનો અમૃત આનંદ—લેવા સાહેલિને ભેળીએ; આવો૦
છોડી ચિન્તન બીજાં સર્વ વ્યર્થ,
ઉપજાવે જે અનર્થ, ગાનપ્રતિ વૃત્તિ સંકેલીએ; આવો૦
ગાનમાંહિ હોય ભાવ ભિન્ન ભિન્ન
તેમાં થઇને તલ્લિન, ભાવ રૂપ ચિત્ત કરી મેલીએ; આવો૦
ગાતાં ગાતાં જગાવી પ્રભુભાન,
તેમાં થાતાં ગુલતાન, સંસ્રતિનાં દુઃખ દૂર ઠેલીએ; આવો૦

**શ્રી. જયન્તિદેવી.**

## સ્વર્ગ પમરે સાક્ષાત્.

સખી આવો આનન્દ રાસ રમિયે સંઘાત,
સદા અંતરની વાત ગમે સહિયરની સાથ; સખી૦
રૂડું ભણતર ભણાય આ નિશાળ ભલી ભાત,
જ્ઞાન મળે ભાતભાત, શીલ સદ્દગુણોની સાથ,
ભલી વિદ્યા શૃંગાર છે, ખચીત નારી જાત. સખી૦
બનો કુશળ કામકાજે ને સુઘડ ખરેખાત,
અંગ અબળાની જાત રંગ રાખો ઘર સાથ,
સદા ભણીએ ગણીએ બની સમજુ સ્ત્રી જાત. સખી૦
વધે વિનયે ઘરલાજ, થાય તુષ્ટ માત તાત્,
સર્વ સુધરે સંસાર સ્વર્ગ પમરે સાક્ષાત્,
અમી વરસેજ વરસેજ સ્નેહવાણી સાથ. સખી.

**(મળેલું.)**

## દાણ ચાતુરી.

મારગ મૂકોની કહું છું કા'ના ક્યારની જો,
રોકી રાખી છે મુને તે કોણ વારની જો. મારગ૦
જેમ તેમ કહ્યું કોનું હૃદે નવ આણીએ જો,
દ્રષ્ટે દેખીએ પણ વિચારે પ્રમાણિએ જો. મારગ૦
બુદ્ધિ પ્રમાણે વચન સહુ પડે બકી જો,
દુઃખ માનિયે ન–બીજું લાવે ક્યાં થકી જો ? મારગ૦

દયારામ.

---

## અમે તો એકલડાં.

અમે તો અણજાણ્યાં એકલડાં પ્રભુ સંસારમાંરે,
તમ સાથ કરો એકલડાં આ અવતારમાંરે,
સાર અસાર ન કાંઇ સમજીએ બુદ્ધીહીન છઇએ સહુ હજીએ,
ભેદ ન લઇએ થુલી કે કંસારમાંરે–અમે તો અણજાણ્યા.
સત્ય અસત્ય ન પરખી લઇએ વીવેક દ્રષ્ટી હજી નવ ગ્રહીએ,
અમે વહીએ અંધતણા લંગારમાંરે–અમે તો અણજાણ્યા.
ઉતારૂ અણજાણ્યા અમે હોઇ યોગ્ય ધર્મશાળા પ્રભુ કોઈ,
જડતી નથી અમને આ જગ વિસ્તારમાંરે–અમે તો અણજાણ્યા.
અમ ચિન્તા લેજો તમ સાથ સંસાર રહીને અમ સાથે,
સ્થાપો અમને સાચા સુખ ભંડારમાંરે–અમે તો અણજાણ્યા.
દુઃખીના બેલીરૂપ જાણી કહીએ નાક લીટી પ્રભુ તાણી,
રક્ષણ અમારૂં કરજો જગદ્ વિહારમાંરે–અમે તો અણજાણ્યા.

---

## ઉષાસ્નાન.

અમૃત ચોઘડિયાં બજે, મંદિર મંગળ નાદ;
અરૂણુ લઇને ઉતરે, ઇશ્વર—આશીર્વાદ.

ચાલ સખિ ! ચાલ સ્નેહ સિન્ધુને કાંઠડે,
ઉષાના તેજે અંઘોળવા;
ભારતનાં ભક્તિ પૂર ઉર ઉર ઉછળે,
કલરવતી કુંજે કલ્લોલવા. ચાલ.

ધોવા કલંક ચાંદલો, ડૂબ્યો સાયર નીર;
પ્હરોડ પ્રકટ્યા પ્રાચિમાં, નિર્મળ કંચન કિર.

જોને સખિ ! જોને ફૂટે કુસુમ્બલ ટસરો,
અણુબોટયાં ફૂલડાંની ફોરમ ફોરે;
ફોરે વસન્ત, વાય મલયાનિલ મિઠુડો,
સન્તોની સિદ્ધિ ભરત આંગણુ મ્હોરે. ચાલ.

નભમંડળનાં મોતીડાં, માનસસરના હંસ;
પંપાસરના પદ્મ ને, મધુવનના મકરન્દઃ

ઝીલો સખિ ! ઝીલો સ્નેહ સૌંદર્ય દોહ્યલાં,
ઝીલી ઝીલીને ભેટ ધરીએ ભોમે,
ભોમે સામ્રાજ્ય આજ સ્વાતંત્ર્ય સોહ્યલાં,
કલ્યાણુક આણુ જેની સૂરજ—સોમે. ચાલ.

કેશવ હ. શેઠ.

---

## હરીરસ.

રે ! હરીરસ-અમૃત લ્યો અમૃત લ્યો,
સરે સ્વર્ગંધારાનાં ક્ષીર રે,
હરીરસ-અમૃત લ્યો, અમૃત લ્યો. (ધ્રુવ)

ગોરસ કરતાં મોંઘા અમીરસ
મોંઘાં તેનાં મૂલ્ય રે,
વીરા ! વધાવી વિશુદ્ધિને પ્યાલે
પ્રેરો પરમ મૂર્તિને મન્દિરરે;
સરે સ્વર્ગંધારાનાં ક્ષીર રે:
હરીરસ-અમૃત લ્યો, અમૃત લ્યો.

હરીના હૈયાનું મંથન અમૃત
આકાશ આંખથી રેલે રે,
સ્વર્ગસદાવ્રત સંસારે સ્થાપ્યાં
પીયો પીયો પ્રભુજીનાં નીર રે,
સરે સ્વર્ગંધારાનાં ક્ષીર રે,
હરીરસ-અમૃત લ્યો, અમૃત લ્યો.

સ્વર્ગનાં ફુલનું મધુ અમીરસ
દેવ પટલમાં પ્રેર્યું રે,
વ્રજનીવેદિ ને નૃત્ય હવિયે
વહે વહે ચીરી નભચીર રે;
સરે સ્વર્ગંધારાનાં ક્ષીર રે:
હરીરસ અમૃત લ્યો, અમૃત લ્યો.

મૂલજી દુલભજી વેદ.

# સતીનો શણગાર.

સાંભળ સજનિ મ્હારી,
　　સાચી સતીઓનો શણગાર;
વિશ્વ વિજય વિજયકાર. 　　　　　　　　સાંભળ૦

દેવી દયાળુ દયા દામણી ધરાવતી,
કીર્તિના કંકણો કરમાં સોહાવતી,
　　નથની નમ્રતાની ધાર 　　(૨)
વિશ્વ વિજય વિજયકાર. 　　　　　　　　સાંભળ૦

પ્રેમના બાજુબંધ છંદ સ્વામિ સ્નેહના,
સુનીતિનો ચાંદલો ઝળકે ભાલ દેવીના,
　　શિયળ સાડી શ્રીકાર. 　　　　　　　　વિશ્વ૦

પોંચી પરમાર્થની હીરા અમુલ્ય હર્ષના,
મઝાના મોતી રૂડા હાર છે સંતોષના,
　　૨ 　ઝાંઝર ઝણુકાર. 　　　　　　　　વિશ્વ૦

સીતા સતી સાવિત્રી દ્રોપદી મંદોદરી,
અનસુયા તારામતી, વિજય કીર્તિને વરી;
　　ધન્ય સતી ધન્ય ગુણિયલનો શ્રૃંગાર. 　　વિશ્વ૦
સાંભળ સજનિ મ્હારી,
　　સાચી સતીઓનો શણગાર. 　　　　　　વિશ્વ૦

---

૧૬

## વ્હાલાંને વિદાય.

અણુમુલાં મ્હેમાન પધાર્યાં,
શાં કરીયે સન્માન રે;
આવજો વ્હાલાં મ્હેમાનો.
પુન્ય પવિત્ર તમ પાયથી,
અમ પાવન કીધાં ધામરે.
આવજો વ્હાલાં મ્હેમાનો.
સ્વજન સમાગમ હોણલા,
છે દુઃખકર વિયોગ અનંત રે,
આવજો વ્હાલાં મ્હેમાનો.
અમુલ્ય અવસર આજનો,
વધુ રાજે આપ કૃપાથે રે,
આવજો વ્હાલાં મ્હેમાનો.
ઉર ઉમળકે વધાર્ય
ગુંથી પ્રેમ પુષ્પોની માળ રે,
આવજો ' [illegible]ં મ્હેમાનો.
સ્વિકારો સ્વાગત ઉરનાં,
છે અધૂરા હૃદયના લ્હાવરે,
આવજો વ્હાલાં મ્હેમાનો.
હંસવૃત્તિ સમભાવથી.
પ્રિય ! કરજો સૌ ભુલ માફરે,
આવજો વ્હાલાં મ્હેમાનો.

જગુભાઇ મોહનલાલ રાવળ.

---

પ્રસિદ્ધિનું સ્થળઃ-ધોબીની પોળ, ખાડીયા, અમદાવાદ.